# જય ત્રિકમ



મહંત શ્રી. પ્રેમહંસ સાહેબ
ચિત્રોડ (વાગડ-કચ્છ)

લેખક : માસ્તર ખાનચંદ કે. ખોરાણી (પરમાર)
ગાંધી આશ્રમ-સાબરમતી

કિંમત ૦-૧-૦

પ્રિય ગુરૂબંધુ,

"શ્રી, પ્રેમહંસ ચિત્રપટ" નામની એક યોજના ઘડવામાં આવી છે. જેનું પહેલું ચિત્ર (ફિલ્મ) "જય ત્રીકમ" થશે. ટુંક વારતા આ સાથે છે.

આશા છે કે સર્વે ગુરૂબંધુ આ શુભ કાર્યમાં સહકાર આપી સેવા તથા મેવાનો લાભ મેળવશે.

યોજના માટે લેખક અથવા પ્રસિદ્ધ કરતાઓને લખો અથવા રૂબરૂ મળો.

સેવામાં

મિસ્ત્રી નારાયણ રાઠોડ
નાથાભાઇ મકવાણા

# જય ત્રીકમ

---

ગિરનાર પર્વતની તળેટી પર ચૈત્ર સુદ ૧૫ ને દિવસે હજારો મહાત્માઓનો મેળો ભરાય છે.

ઋષીમંડલ સામે ઉત્તર દિશા તરફ ગાઢ ઝાડીમાંથી એક મહારુષી આવે છે. અને બેઠેલાં રુષીઓ સાથે યોગ્ય આસન પર બેસી સદુપદેશ કરે છે. અને શિષ્યના પૂછવા પર કોઈ મહાત્મા જેણે ગુરૂકૃપા મેળવી ભક્તિ કરી નિજ સ્વરૂપને ઓળખ્યા હોય તેવા સંતનું વર્ણન સાંભળવા માટે **સંત-ત્રીકમ**નું ચરિત્ર કહી સંભળાવે છે.

**સંત-ત્રીકમ**નો જન્મ મેઘવાળો (હરિજન)ના ગરવા જ્ઞાતીમાં કચ્છ વાગડાના નાનકડા ગામ **રામવાવ**માં થાય છે. અને તેઓ નાનપણથી જ રામ રંગથી રંગાઈ જાય છે.

ઉંમર લાયક થાય છે. ત્યારે ગૃહસ્થાશ્રમ ચલાવવા માટે માતપિતા તેનું લગ્ન કરે છે. અને પછી તેમને એક પુત્રી **ભીનાબાઇ** થાય છે. જેનું લગ્ન એક સદ્દગુણી ગરવા સાથે કરે છે.

સંસાર પર ખરેખર અરૂચી હોવા અંગે આઠ પ્રહર રામ ભજનમાં વખત ગાળે છે. તેમના પિતાના ખેતરો **કાગનોરા** નામના દૈવી પર્વત પાસે છે. ત્યાં એકાંતમાં પોતાનું રહેઠાણ રાખી ખેતરોની તેમ વણાટની કામગીરી કરવા માંડે છે.

ખેતરોનું રખવાળું કરતાં ભકતોની મંડલી સાથે એવા તો રામભજનમાં લીન થઈ જાય છે. જો ખેતરોમાં ઢોર ભંજૂવાડ કરી નાખે છે. છતાં તેમને તેની ભાન રહેતી નથી. એમના પિતાજી આવી ઠપકો દે છે. પણ એજ વખતે તેઓ જુએ છે તો ખેતરોમાં કોઈ જાતનો ભંજવાડ થયેલ નજર આવતો નથી.

વળી જ્યારે પાક ઉતરે છે. ત્યારે તેજ ઠેકાણે ગરિબ **ભકતોમાં** વહેંચી દીએ છે. એમના પિતાજીને તે વાત જરા ખોટી લાગે છે. **સંતત્રીકમ** કહે છે. રામ દેશે. બસ તેજ વેળાએ ધાનનો ઢગલો **થવા** માંડે છે. એમના પિતાજી બહુ પસ્તાય છે. **અને પછી હમેશને** **માટે** કહેવાનું માંડી વાળે છે.

**કાગનોરા** પર **રામગુરુ** આવી ધૂણી લગાવે છે. **સંત ત્રીકમ** તેમની સેવા બજાવવા માંડે છે. **રાગગુરુ સંતત્રીકમ**ની પરિક્ષા કરવા માટે કોપે છે. ક્રોધ કરે છે. અને સિંહનું વિકાળ રૂપ ધારણ કરી ડરાવે છે. છતાં **સંત ત્રીકમ** ત્રાસ ન પામતાં ચરણોમાં જઈ પડે છે. આથી **રામગુરુ** પ્રસન્ન થાય છે. અને તેમને સાથે રહેવા આજ્ઞા કરે છે.

એક વખતે મહાત્મા રામગુરુને જુનાગઢથી સંત મેળાવાવા માટે આમંત્રણ આવે છે. **રામગુરુ સંત ત્રીકમને** પાછા આવે ત્યાં સુધી ધુણી જાગૃત રાખવાની ભલામણ કરી, ચાલવા માંડે છે; ત્યારે **સંત ત્રીકમ** સાધુ સંતો માટે પ્રસાદ લાવવા અરજ કરે છે. રામગુરુ થોડેક ચાલી અદ્રષ્ય થઈ જાય છે. પ્રાતઃકાળે "અલખ અલખ" નો ઉચ્ચાર થતો **સંત ત્રીકમના** સાંભળવામાં આવે છે. **રામગુરુ** **સંત ત્રીકમને** ધુણી પર બેઠેલા અને ધુણી જાગૃત જોઇ બહુ પ્રસન્ન થાય છે. અને પ્રાસાદ આપી ગુરૂ ધારણ કરવા માટે પોતાનો હજુરીઓ (ગંચળો) આપી **રાપુર** દરિયાસ્થાનના મહંત **શ્રી ભાણ** **સાહેબજીના** સપુત્ર **શ્રી ખીમ સાહેબ** પાસે જવાની આજ્ઞા કરે છે.

**સંત ત્રીકમ** પોતાના માતપિતા સ્ત્રી અને પુત્રી પાસેથી રજા લઇ **રાપુરને** પંથે પડે છે. **દરિયાસ્થાન**ના દરવાજા પર પહોંચી જુએ છે તો પલંગ પર **શ્રી ખીમ સાહેબ** રાજકુમારના પોશાકમાં પોઢેલા છે. અને તેમની પત્ની સામે નમન કરી ઊભેલાં છે. આવું જોઈ **સંત ત્રીકમને** શંકા થાય છે. જ્યારે અંદર જાય છે. ત્યારે

જુવે છે. શ્રી **ખીમ સાહેબની** ઢોલણી ધરતીથી એક હાથ ઊંચે છે. સંત ત્રીકમને જોઈ પરિક્ષા કરવા માટે **ખીમ સાહેબ** ક્રોધ કરી ઉઠે છે. અને "તને શિષ્ય થયો......લાવ રામગુરુનો અંચળો" એમ કહેતા સાથે જ પોતાની એક આખડી જોરથી **સંત ત્રીકમના** મોંઢા પર મારે છે. સંત ત્રીકમ છતાં પણ હાથ જોડી જઈ **ખીમ સાહેબના** ચરણોમાં પડે છે. આવી દ્રઢતા અને અટળ. વિશ્વાસ જોઈ **ખીમ સાહેબ** બહુજ પ્રસન્ન થઈ ગુરુ બોધ આપી પોતાની સાથે રાખે છે.

થોડાક દિવસો પછી **સંત ત્રીકમ, ખીમ સાહેબ** તથા **રવિ સાહેબ** શ્રી રણછોડરાયનાં દર્શન માટે દ્વારીકાપુરીનો રસ્તો કાપતાં દરિયા કિનારે આવી પહોંચે છે. ત્યાં એક હોડું પડેલું છે. તેમાં કોઈ રાજકુંટુંબ તથા રામવાવનો સ્વર્ણ **બ્રાહ્મણ** ગોબરદાસ બીજા બ્રાહ્મણો સાથે બેઠેલાં છે. સાથે **ખીમ સાહેબ** તથા **રવિ સાહેબ** બેસી જાય છે. પણ રામવાવવાળા સ્વર્ણ બ્રાહ્મણ બેઠેલાંને ઉશ્કેરી **સંત ત્રીકમને** હોડીમાં બેસવા દેતો નથી. ખીમ સાહેબ તથા રવિ સાહેબ બહુ સમજાવે છે. છતાં તેઓ માનતા નથી. પછી ગુરૂ આજ્ઞાથી સંત ત્રીકમ પોતાનો અંચળો પાણી પર પાથરી તે પર બેસી તરી દરિયાપાર જાય છે.

પેલી હોડી જ્યારે મધ દરિયા વિશે આવે છે. ત્યારે અચાનક કુદરત કોપ કરે છે, વા, વંટોળ થઈ તોફાન થાય છે. અંદર બેઠેલાં માણસો ત્રાસ પામી ખીમ સાહેબ તથા રવિ સાહેબના ચરણોમાં પડી માફી માંગે છે. તોફાન શાંત થઈ જાય છે.

ત્રણે સંતો રણછોડરાયના દર્શન વગેરે કરી પાછા રાપુર આવે છે. બાદમાં ખીમ સાહેબ **સંત ત્રીકમને** આજ્ઞા કરે છે. કે તેં ગુરૂ સેવા બરાબર જાળવી છે. માટે જા સર્વે સ્થળે ફરી ભક્તોને સદુપદેશ કરજે. અને **ચિત્રોડમાં** જ્યાં તને દૈવી શંખ મળશે ત્યાં સ્થાન બાંધજે.

**સંત ત્રકિમ ચિત્રોડ** ભણી રવાના થાય છે. રસ્તામાં **વિશ-રોઈ** ગામના તળાવ પર એક ભરવાડ ભક્ત મળે છે. અને તેમને મેઘવાળોના સાધુ જાણતાં હતાં પોતાને ઘેર જમવા માટે લઈ જાય છે. ભરવાડ ભકતે બીજા પણ કેટલાક સાધુઓને જમવા માટે પોતાને ઘેર બોલાવ્યા છે. **સંત ત્રિકમ** જ્યારે ત્યાં જાય છે, ત્યારે બીજા સ્વર્ણ સાધુઓ વાંધો ઉપાડે છે, એટલામાં જોરથી ગાજ વીજ થઈ વરસાદ પડવા માંડે છે. ભરવાડનો દસેક વર્ષનો દિકરો ચક્કર ખાઈ પડી મરી જાય છે. વરસાદ બંધ થાય છે. અને પાખંડી સ્વર્ણ સાધુઓ એક એક થઈ ખસવા માંડે છે. સંત ત્રિકમ બધા-યને રોકે છે. અને રામભજનની ધુન લગાવે છે. ભરવાડનો દિકરો સજીવન થઈ પોતાના માતપિતાને શોધતો મંડલીમાં આવે છે. આવો ચમતકાર જોઈ સાધુઓની ભ્રાંતી ભાંગી જાય છે. અને બધાય પ્રિતિભોજન કરે છે.

**ચિત્રોડ** ગઢને દરવાજે પહોંચતાં **સંત ત્રીકમને** ગુરૂ વચન પ્રમાણે દૈવી શંખ મળે છે. અને ત્યાંજ ધુણી લગાવી બેસી જાય છે. ગામના લોકો વગેરે સંત ત્રિકમના પધારવા પછી ચિત્રાઓના ત્રાસથી મુક્ત થાય છે. આવો ચમત્કાર જોઈ સર્વે **સંત ત્રિકમનો** ઉપકાર માને છે. અને ગામ ધણી (દરબાર) તેમને માગણી પ્રણાણે જમીન, સ્થાન બંધાવવા માટે અને કંઈક ખેતરો દર્શને આવતાં જતાં સાધુઓ અને ભકતોના નિર્વાહ માટે દાન કરે છે. **ભીનાભાઈ** ગૃહસ્થાશ્રમ ત્યાગી પોતાના પિતા પાસે આવી રામ ભજનમાં આયુષ્ય વ્યકિત કરે છે.

હવે ગુરૂના હુકમ અનુસાર સંત ત્રિકમ પોતાના શિષ્યો લક્ષ્મીદાસ વગેરે સાથે સદ્‌ઉપદેશ કરવા માટે બહાર નીકળે છે. અને **લોદ્રાણી** ગામની **ચુલી** વાવ પાસે આવી સ્નાન કરવાનો વિચાર કરી

રોકાય છે. ત્યાં એક સ્સણું સાધુ આવી કહે છે. તેમે એક સાખીમાં કહો છો.

"રામ લંક પર સંચર્યા અઢાર પદમ સાથ
ત્રિકમ તે દિ' સૈન્યમાં છડી ધરી'તી હાથ"

જો તે વાત સાચી હોય તો અમને કરી બતાવો ત્યાં બીજા સાધુઓ પણ આવી જાય છે.

**સંત ત્રિકમ** રામ ભજન શરૂ કરી જે પથરા પર બેઠા છે. તે પથરાને પાણીમાં ધકેલી ઉપર બેસી જાય છે. પથરો તરવા માંડે છે. અને એ જ વેળાયે શ્રી રામ ચંદ્રની સેના હનુમાન સાથે લંકા પુલ બાંધવાનું દ્રષ્ય દેખાય છે. આવું જોઈ સાધુઓ સંત ત્રિકમના ચરણ અડી ક્ષમા માંગી રોકાવા માટે વિનંતી કરે છે. પણ તે ગામનું પાણી હંમેશને માટે હરામ કરી અને સાધુઓને ફરી આમ ન કરવાની તાકીદ કરી સંત ત્રિકમ પોતાના શિષ્યો સાથે રવાના થઈ જાય છે.

આમ ગામો ગામ ફરતાં ફરતાં પાછા **ચિત્રોડ** આવે છે. જ્યાં પ્યાલો પીવા વખતે શિષ્ય લક્ષ્મીદાસને રાપુર દરિસ્થાનમાં ગુરુ ખીમ સાહેબના ચરણોમાં (પાસે) સમાધી દેવા માટે ભલામણ કરે છે.

લક્ષ્મીદાસ વગેરે શિષ્યો ડોલી ઉપાડી રાપુર તરફ ચાલે છે. રસ્તામાં તાપ અને થાક અંગે બહુ તરસ લાગે છે. અને ડોલી ઉતારી વિચારમાં બેસી જાય છે. કારણ કે તેમને આજુબાજુ કયાંએ પાણી સુઝતું નથી. એટલામાં એક સાધુ આવી અમુક ઠેકાણે પાણી છે. એવું બતાવી અદ્રષ્ય થઈ જાય છે. બધાય ત્યાં જાય છે. અને જુએ છે તો કુદરતી પાણી નીકળી રહ્યું છે. પાણી પી, ચાલતાં ચાલતાં રાપુર શહેરમાં દાખલ થાય છે. ડોલી શહેર અંદર આવતી જોઈ અને વળી મેઘવારોના સાધુને લોહાણાના દરિયાસ્થાનમાં

સમાધી આપવાનું માલુમ કરી સ્વર્ણ લોકો ક્રોધ વિષે ધૂળ પત્થરાઓ મારવા શરૂ કરે છે. ધૂળ ગુલાલ અને પત્થર શ્રી બની જવા માંડે છે. આવો ચમત્કાર જોઈ લોકો સાચા સંસ્વાગત કરે છે.

હરિયારસ્થાનમાં ખીમ સાહેબની સમાધી પાસે જ્યાં ત્રીકમની સમાધી આપવાની છે. ત્યાં આંબલીનું ઝાડ ઉભેલું તે વેળાએ ખસી જગ્યા દીએ છે.

૬ ઠ્ઠી ગાદીએ "શ્રી પ્રેમ હંસ" બિરાજમાન થાય એઓ સમાધિષ્ટ થાય છે.

મહારાજી પાસેથી બેઠેલાં રાણીઓ આવા સંતનું ચરિત્ર સાંભળી બહુ આનંદમાં આવી શ્રી રામચંદ્ર હનુમાન ત્થા સંત ત્રિકમના જય બોલે છે.

---

પ્રકાશક :

**મિસ્ત્રી નારાયણ મલાણી (રાઠોડ)**

લાઈટ હાઉસ સીનેમા ઘીકાંટા રોડ-**અમદાવાદ**

**નાથાભાઇ ડાહ્યાભાઇ (મકવાણા)**

ઊંઝાવાળા મુ. ઊંઝા

---

**મુદ્રક : મણિલાલ** છગનલાલ શાહ નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ

ઘીકાંટા રોડ; **અમદાવાદ**